ગુંથાયેલો બેઠો હતો. મન સાથે વીચાર એ કરતો હતો કે, વાહ પ્રભુ ! તારી લીલા અજબ છે. શું વીણા ડાકીની ! ના ના તેમ તો હોયજ નહી; અરે પણ ત્રીશુળનું નીશાન શેનું ? મનને કોઇ રીતની ખાત્રી મળતી નથી, મન વીચાર વમળમાં ગુંચાયું છે. કઠીઆરાની આ સ્થીતી કરનાર વીણા ડાકીની હો કે દેવી હો, પણ આ અભાગીને તો દેવીજ હતી. શું સિદ્ધની સિદ્ધાઇ ખોટી ! નાના તેતો બનેજ કેમ ? સિદ્ધને શું સ્વાર્થ હતો કે ખોટું કહે. આનું ખરૂ તાત્પર્ય સમજાતું નથી.

આ પ્રમાણે વીચારના વમળમાં ગુંચાયેલો મન સાથે વીચાર માળાના મણકામાં ગુંથાયેલો હતો, ત્યાં પેલી દાશી કે જેણે ત્રીશુળનું નીશાન છાપ્યું હતું તે આવી, ને વીણાને નહી જોતાં કુંવરને પુછયું, કે વીણા બા કયાં ? દાસીના પુછવાથી રાજકુમારનો વીચાર માળાનો મણકો તુટી ગયો, અને દાસી સામે જોઇને કહયું, તારે શું કામ છે ?

દાસીએ કહયું, મારે તેમની પાસે એક માફી માગ· વાની છે. રાજકુમારે કહયું શી બાબતની ! દાશીએ કહયું, એક યોગીને સાધનામાં સતી સ્ત્રીના પગે ત્રીશુળના નીશાનની જરૂર હતી તેથી વીણા બા નિંદ્રાધિન હતાં, ત્યાં મેં તેમના પગે ત્રીશુળનું નીશાન છાપ્યું હતું, તે બાબતની માફી માગવાની હતી.

દાશીની આ વાત સાંભળી કુમારે નિસ્વાસ નાંખ્યો, અને કહયું, હાય હાય ! તે તેનું નખ્ખોદ કાઢયું છે. જા એકદમ પીતાજી પાસે જા, અને આ હકીકતથી વાકેફ કર. જગતને ફસાવનાર એ પાપી જોગીઓ, સ્વારથી સિદ્ધો, અને ભુલાવામાં નાખનાર ભામટાઓનું સદંતરને માટે સત્યાનાશ કેમ જતું નહી હોય, હાયરે વીણા સુંદરી ! આ પ્રમાણે

બોલે છે ત્યાં નેપથ્યમાંથી નીચે પ્રમાણે અવાજ થયો.

તુલસી આ સંસારમાં, ભાત ભાત કે લોક
પ્રિછયા વિણુ નહી માનીએ, શાસ્ત્રે વાણી રોક

---

ઉપરની સાખી સાંભળી ત્યાં રાજકુમાર એકદમ ચોંકયો, અને સેવકને બોલાવી પુછ્યું કે જોતો કોણ છે ! સેવકે કહયું, એતો એક બુઢ્ઢો બાવો તેની છોકરીસહ ભીક્ષા માગવા આવ્યો છે તે ગાય છે. બુઢા બાવાનું નામ સાંભળ્યું ત્યાં કહયું એવાં ભેખધારી સાધુડાંને તો દૃખો ત્યાંથી ઠાર કરવાં જોઇએ. દુનિયાનું સદંતરને માટે સત્યાનાશ કાઢનાર એ વેશ ધારી સાધુડાજ છે. એ પ્રમાણે સેવક સાથે વાત કરે છે ત્યાં પાછો નેપથ્યમાંથી ફરીથી અવાજ આવ્યો,

દાઝેલા જીવ દુધથી શીદ તરછોડે છાશ
સાહસથી સુખ સૌ જશે વળશે સત્યાનાશ.

---

આ પ્રમાણે બોલતી વીણા સુંદરી જોગી વેશમાં મહેલમાં રાજકુમાર પાસે આવીને ઉભી. જોગણ વેશમાં વીણાને જોઈ રાજકુવરના દીલમાં પ્રેમી અંકુરો ઉત્પન્ન થયા, અને તે જોગણ પાસે આવીને ઉભો અને કહયું, તમે કોણ છો ! કયાં રહો છો ? અને આટલી નાની ઉમ્મરમાં જોગ લેવાનું કારણ શું તે જણાવશો ?

· જોગી વેશમાં વીણાએ કહયું, ભલા પ્રાણી ! વો કયા પુછતે હો ! હમ કોન હે વો હમ ખુદ નાંહી જાણતે હેં તો તુમેરેકુ કીસતરેહ કહેવે કે હમ વોહે. ઓર હમેરા રેહેનેકા પુછતે હો, તો હમ સારી દુનીયામે રહેતે. સબબ આજ ઈધર તો કલ દુસરી જગેપે, હમેરા સ્થાન એક નહી

કે તુમેરેકુ હમ શીખલા શકે; ઓર છોટી ઉમ્મરમે જોગ લેનેકા કારણ કયા વો સુનો,

જુઠા શ્વપ્ના વત્ત સંસાર માયાકા શીર જુઠા માર
અલખ ભજી હોના ભવપાર ઉસીલીયે કીયા ભેખ સ્વીકાર

---

વીણાએ કહયું, માટેજભેખ ધારણ કરી સંસાર છોડ દીયાહુ. રાજકુંવરે કહયુ, શું સંસારમાં રહીને અલખ ભજાતા નથી, કે જોગી થવું, સગા સંગીને તજવાં, અને તેમની હાય લેવી. વીણાએ કહયું,

કીસકી બેટી કીસીકા બાપ, જીવ અકેલાહી આપો આપ,
સ્વારથકે સબ જાનો તાપ, માયામેં મત ખા ભુલ થાપ.

---

વીણાએ કહયું, સબ સ્વાર્થકી જાલહે, સ્વપ્નવત્ત આલપંપાલહે. વોહફાની સંસારમેં કબ આયા કબ જાનેકા ઈસકી કીસીકુ ખબર નહી, ઇસલીયે જીવકે લીયે જો કામ કરનેકા ઉસીમે વખત લગાના નાંહી. કલકરના વો આજ કરના, આજ કરના વો અબ કરના, ધરમકા કામમે ઢીલ નાંહી કરના વો સત પુરૂષકા બચન હે.

રાજકુમારે કહયું, તુમેરી સંગમે કોન હે વોતો કહો ! વીણાએ કહયું, હમેરા બુઢા બાવા હે; રાજકુમારે કહયું, શું તમારે જોગી લોકને પણ બાપ ખરા કે? વીણાએ કહયું, કહેનેમે તો હે; સંસારકી જૂઠી સગાઈ એતો કહે લાતે હે પરંતુ—

જુઠી સગાઈ જુઠા રંગ સ્વારથ માયા જોડી અંગ
આત્મા જાતાં કાયા ભંગ, કોઉન આવે જીવકે સંગ

---

રાજકુમારે કહયું, વારૂ ! તમોને જોગ લીધે કેટલો વખત થયો ! વીણાએ કહયું, વખતકા કયા પુછતે હો ! જીસી વખ્ત માયાકી જંજાલ છોડ દી, ઉસી વખ્ત અંગમે કફની જોડદી, ઓર માયાકુ તોડદી. રાજકુમારે કહયું, વારૂ ! સંસાર સુખ અનુભવ્યું છે કે નહી ! વીણાએ કહયું વો કયા પુછતે હો; જુઠે સંસાર ઇસમે સુખ કયસા ? કાયમે સુખ હે ! તુમ કીસ બાતસે સુખ માનતે હો ! પૈસે મે સુખ હે ! જો પૈસે મે સુખ હોતા, તો તવંગર લોક હાય હાય કરકે કેસે મરતે ! જો ગરીબાઇમે સુખ હોતા, તો ગરીબ પેર ઘસતે કેસે મરતે ! જો પ્રેમમે સુખ હોતા, તો પ્રેમી પ્રેમમે કેસે મરતા ? સંતોષ સમાન સુખ કીસીમે નહી, પન વો હે કીધર! હમ તો યહ જોગી વેસમે કાયાકો કષ્ટ દેકર અલખકા સ્મરને મે હી સુખ માનતેહે.

રાજકુમારે કહયું, મારી ઇચ્છા પણ તમારો બોધ સાંભળી જોગી થઇ જવાનો થયો છે; વીણાએ કહયું, તુમે-રેકું દુ:ખ કયા હે, કે જોગ લીયે ચહાતે હો ! રાજ-કુમારે કહયું, દુ:ખનું શું પુછોછો ? મેં અભાગીઆએ એક ઘોર પાપ કર્મ કર્યું છે, અને તે પણ સ્ત્રી હત્યાનું.

વીણાએ આશ્ચર્યચકિત થઇ કહયું, કયા સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત કીયા હે! નહી ચાહીએ, નહી ચાહીએ, સ્ત્રી હત્યા કરને વાલેકા ઘરકી ભીક્ષા નહી ચાહીએ; એ પ્રમાણે કહી વીણાએ ચાલવા માંડયું, ત્યાં રાજકુમારે વીણાનો હાથ પક-ડયો; વીણાનો હાથ પકડયો ત્યાં વીણાએ કહયું; રાજકુમાર! વો કયા કરતે હો ! .

વીણા— અબયાત

બીચારકે કુચ દીલમે મેરા હાથ છોડદો
સંસારી હોજી આપ અન્યસે પ્રીતી જોડદો

હમકો જોગી ફક્કડ બોલો હમસે કામ કયા
જોગીયુકુ પકડનેસે કહો આરામ કયા
હેરાન કયું કરો હમે બનકે બેવફા
આયાગા બાબા હમેશ હોવેગા ખફા.

---

વીણાએ કહયું, રાજકુમાર ! મેરા હાથ છોડો, મેરે બાબા આયગા, તો ખફા હોગા. રાજકુમારે કહયું, શું તમારે પણ તમારા બાબાની બીક રાખવી પડે છે કે ! વીણાએ કહયું, કયું ન રખે, દુનિયાદારી મેતો રખનીજ ચાહીએ. રાજકુમારે કહયું, તમારે જોગીને દુનીયાદારી કેવી ! વીણાએ કહયું, દુનિયામે રહેવે તો દુનિયાદારી કેસે તજે, માયાસે છુટે વો, દુનીયાસે છુટે નાંહી, દુનિયા કબ છુટેગી કે યા દેહમેસે આત્મા ચલા જાયગા, યા દેહ છુટેગી તબ દુનિયા છુટેગી; ઓર દુનિયામે રહે તો દુનિયાદારીમે રહેના ચાહીએ. અબ મેરા હાથ છોડદો, કોઉ દેખે ગાતો કયા બીચાર કરેગા ! રાજકુમારે કહયું, મારા મનનું સમાધાન થયા શીવાય કદાપી છોડનાર નથી. વીણાએ કહયું, જરા સુનો !

વીણા—કુમાર— ગાયન

અલગ હો કુંવર મેરે અંગસે
હમ સ્મરતે હે નાથ     અલગ હો.
બન જંગલકે બાસી હમેરે
હે હમ જોગીયો કે બાલ
કુમાર—હમે છીએ પ્રજાપાળ
વીણા—અલગ હો કુંવર મેરે અંગસે
દેખે પ્રજાકા પાળ તુમેરે
નહી પીછાને પ્રેમી રંગ
પ્રેમળ બાળા બીચારીકે
ડાલે રંગ મેં ભંગ     અલગ૦

ऩ्हेम वीरी गया अंगमेरे
दीया छोड ईसके संग
कुमार—हायरे गुमाव्युं रत्न हाथथी
पेरम कष्ट सीर प्रसंग
वीणा—...................................अलग०

---

वीणाए कहयुं, कुंवरजी ! अब मुजे छोडदो; राजकुमारे कहयुं, प्रथम मने आ हत्याथी छोडावो, पछी सुखेथी जाओ. वीणाए कहयुं, आ हत्या करनेवाला कोउ तरेहसे छुट शकता नही; राजकुमारे कहयुं, तो तमारी साथे राखो, अलख स्मरीश, अने भवसागर तरीश. वीणाए कहयुं, नाहक जीद कयुं करतेहो, हेरान मरतेहो, राजकुमारे कहयुं, आहाय ते थाय परंतु आ हत्याथी छोडाओ, नहीतो साथे राखवा कबुल थाओ, ते शीवाय कदी छोडनार नथी.

वीणाए कहयुं, हां ! हां ! अब मुजे याद आया, हमेरे बावाजीकी पास मंदर हय, साक्षात देहधारी सालींगराम अंदर हय, वो तुमे आ हत्याका प्राश्चीत सुनायगा सो हत्यासे छुडायगा. राजकुमारे कुहयुं, तो तमारा बावाने बोलावो, ने आ हत्यानुं प्राश्चीत संभळावो. राजकुमारे कहयुं, त्यां वीणाए (धमाने) बुम पाडी, बाबा ईधर आओ, ओर वो राजकुमारकु आ हत्याका प्राश्चीत सुनाओ.

धमो राजकुमार पासे आव्यो, अने कहयुं, बेटा ! सालंगरामका मंदर अंदर लाताहुं, ओर राजकुमारकु आ हत्याका प्राश्चीत सुनाताहुं. वीणाए कहयुं बाबा ! में बाजुमे जातीहुं, अभी आती हुं. तुम सालींगरामका मंदीर लाओ ओर राजकुमारकु आ हत्याका प्राश्चीत सुनाओ.

धमाने उपर प्रमाणे कही वीणा पोतानो जोगण वेश दुर करी पोतानो पोशाक बदलवा बाजुमां गई, त्यां

ધમાએ કહયું, રાજકુમાર ! જરા આઇએ, મંદરકો હાથ લગાઇએ. રાજકુમારે તથા ધમાએ બંને જણાએ મળી પેલી પેટી કે જેમાં જાલમસીંહને સપડાંવ્યો હતો તે મહેલમાં આણી.

પેટીને જોઇ રાજકુમાર અચંબો પામ્યો, અને કહયું, અરે ! એતો એજ પેલી ધોળાતરી પેટી ! ધમાએ કહયું, અરે પેટી બેટી કાયકી ! વોતો સાલીંગરામકા મંદર હયં, સાક્ષાત દેહધારી સાલીંગરામ અંદર હય. રાજકુમારે કહયું, બહુ સારૂ બુઢા બાવાજી ! હવે સ્રી હત્યાનું પ્રાશ્રીત સુણાવો. સ્રી હત્યાથી છોડાવો. ધમાએ કહયું, રાજકુમાર ! જો આ સાલીંગરામ બોલેગા, વોહી કરના પડેગા; રાજકુમારે કહયું, જે કહેશે તે કરવા તૈયાર છું; ધમાએ કહયું, તો આપ શરીરપે શસ્રો ધારન કરકે તયાર બનો, બાદ સ્રી હત્યાકા પ્રાશ્રીત સુનો. રાજકુમારે કહયું, શસ્ર ધારણ કરણ કરવાની જરૂર શી છે !

ધમે કહયું આપ ક્ષત્રી હો, ઉસીલીયે કરના ચાહીએ; આપ આપકા ધર્માનુસાર તયાર હોનેકા નહી, વ્હાંતક સાલીંગરામ તુમેરેકુ સ્રી હત્યાકા પ્રાશ્રીત સુનાનેકા નહી. ધમાની આ વાત સાંભળી રાજકુમાર શસ્રો સજી સજ થઇ પેટી પાસે ઉભો રહયો, ત્યાં ધમે કહયું કુંવરસાહેબ બરાબર સ્પુરતીમે રહેના અબીમે સાલીંગરામકો બુલાતા હું, ઓર સ્રી હત્યાકા પ્રાશ્રીત સુનાતાહું.

આ પ્રમાણે રાજકુંવર સ્ફુરતી ધરી ઉભો, ત્યાં ધમે કહયું, સાલીંગરામજી, સ્રી હત્યાકા પ્રાશ્રીત સુનાઓ. બોલો ! બોલો ! ધમો બોલી રહયો, ત્યાં પેટીમાંથી જાલમસીંહે કહયું, ખોલો, ખોલો. રાજકુંવર અચંબો પામ્યોને કહયું આશું ! ધમે કહયું, કુંવરસાહેબ ! સ્રી હત્યાકા પ્રાશ્રીત દીખલાતાહું; એ પ્રમાણે કહી પેટી ઉઘાડી, ત્યાં જાલમસીંહ

ઉભો થયો, તેને કુંવરના કબજામાં બરોબર લેવડાવી કહયું, દેખો વો શ્રી હત્યાકા પ્રાશ્ચીત આપો આપજહે.

રાજકુમાર જાલમસીહને જોઈ અચંબો પામ્યો, અને કહયું, અરે આતો એજ! હરામી સંતદાસ! બોલ્ય હરામી! વીણા કયાં? જાલમસીંહે ભાગ્યા તુટયા શબ્દોમાં કહયું હમ ઈસકુ જમીનમેં દાટને જાતેથે, વ્હાંસે ભગ ગઈ. ધમે કહયું, પાપીઆ! મ્હોતની છેલી છડીએ પહોચ્યો, હવે તો કાંઈ સાચુ બોલ; એ પ્રમાણે કહી બનાવટી દાઢી મુછ દુર કરી રાજકુમારને કહયું, કુંવરસાહેબ! હું બુઢો સિદ્ધ નથી, અને જાલમસીંહનાં દાઢી મુછો બનાવટી હતાં તે ખેંચી કાઢીને કહયું, આ સંતનાથ પણ નથી, આ ઠાકોર જાલમસીહ, ને હું ધમલો માળી.

ધમાના આ શબ્દો સાંભળી રાજકુમાર અચંબો પામ્યો અને કહયું, કોણ જાલમસીંહ! અને ધમલો માળી! ધમે કહયું હા. હરામીએ મને ચઢાવી વેલીનો ભવ બગડાવી છેવટ ઠગાઈની બાજી ચલાવી; વીણા દેશને ખાનારી ડાકીની છે તેમ જાહેરમાં લાવી તેમને ઉપાડી જવાની દાનતે પેટીમાં પુરાવી મંગાવી, હમારી ઠગાઈ ગઈ ફાવી, અને વીણા સહ પેટી આવી, પેટી ઉઘાડી મેં વીણા બ્હેનને બહાર કાઢયાં, તેમણે મને બોધનાં વચનો સુણાવ્યાં, ત્યાં મારી મતી ઠેકાણે આવી, ને વીણા બાઃએ યુક્તિ બતાવી, તે યુક્તિથી આ પાપીઆને પેટીમાં દીધો સપડાવી. તમારો વ્હેમ દુર કરવા પેટી અત્રે લાવી વીણાબાસહ અમો આપની પાસે આવ્યાં.

રાજકુમારે અધિરા થઈને પુછયું, વીણા કયાં! ધમાએ કહયું, પ્રથમ આ પાપીને યોગ્ય સજા કરો, પછી વીણાબા આવે છે. રાજકુમારે ચાર સીપાઈઓને બોલાવ્યા અને જાલ

મસીંહને બાંધીને ડુંગર ઉપરથી ફેંકી દેવાની સીપાઇઓને આજ્ઞા કરી. આ પ્રમાણે આજ્ઞા થઇ, ત્યાં જાલમસીંહને સીપાઇઓએ પકડયો અને આગળ કર્યો; આ પ્રમાણે સજા ઉઠાવાની આવી તેથી છેવટે જાલમસીંહે કહયું, મુવો, મુવો, હાય હું મુવો, બીજાને નાંખવા જતાં જાતેજ પુર્યો કુવો.

જાલમસીંહ— દુહો

કરવું તેવું પામવું, જુવો નજર દ્રષ્ટાંત
મુજ સમ પાપી જગ વીશે આમજ આવે અંત

---

આ પ્રમાણે જાલમસીંહને સીપાઇઓ લઇ ગયા, ત્યાં રાજકુમારે કહયું, વીણા કયાં ! ધમે કહયું આવે છે, જરા શાન્તિ રાખો. આ પ્રમાણે ધમો કહે છે ત્યાં નેપથ્યમાંથી અવાજ આવ્યો.

વીણા—
વ્હેમ ટળ્યો રૂદીયા તણો હૃદય થળ્યું પ્રિત પંથ
સત્ય સહાયક શ્રીહરી દુઃખનો આવ્યો અંત

---

રાજકુમારે કહયું, અરે એતો એજ સ્વર ! નક્કી વીણા સુંદરીનોજ ! આવ આવ વહાલી ! તારા પાપી પતીને ભેટ. પાછો બીજીવાર નેપથ્યમાંથી ઉચ્ચાર થયો.

વીણા—તન તરૂવર મન છાંયડો શીતળ પ્રેમી નીર
તાપ નીવારી નાથજી ! બેશી પીઓ ધરી ધીર

---

છેટેથી વીણાને આવતી જોઈ રાજકુંવર સામો ગયો અને વીણાને ભેટી પડયો. વીણાને રાજકુમાર ભેટયાં, ત્યાં બંનેની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં, રાજકુમારે કહયું,

સુંદરી ! હું તમારો અપરાધી છું, માટે મને ક્ષમા કરો. વીણાએ કહયું, નાથ ! એ શું બોલ્યા ! સંસારના રંગ ઢંગ ન્યારા છે; ફરેબથી મ્હોટા મ્હોટા ફસ્યા, તો તમો કોણ ! ભગવાને પાર્વતીનું રૂપ લઈ ભષ્માસુરને ભોળવી માંથે હાથ મુકાવ્યો, પાર્વતીએ ભીલારાણીનું રૂપ લઇ શંકરને ભરમાવ્યા, તો એવા દેવ દાનવો ભુલ્યા છે, તો તમોને હું તો એક પામર પ્રાણી છીએ.

રાજકુમારે કહયુ, વ્હાલી ! તને વીતવામાં બાકી રહી નથી. વીણાએ કહયું, નાથ ! જો આ ધમાની બુદ્ધિ ઠેકાણે આવી નહોત, તો આ વખત આવત નહી, પણ પ્રભુ કૃપાએ તેની બુદ્ધી ઠેકાણે આવી, ને આવી આનંદની ઘડી પ્રભુએ બતાવી. રાજકુમારે કહયું, પણ તમને હેરાન ભેળવનાર તેજ હતોને !

વીણાએ કહયું, નાથ ! સંગતથી ભલભલાની બુદ્ધિ બગડે છે તો આતે કોણ ! હરામી જાલમડાની સંગે રહેવાથી આની મતી બગડી હતી, પરંતુ બોધ વારીથી તે બીગાડ દુર થયો, ને મતી સ્વચ્છ થઇ; તેને મે ધર્મનો ભાઈ કહયો છે, ને તમારા દરબારમાં યોગ્ય જગ્યાએ દાખલ કરી દેવાનો છે. ( ધમાને ) ધમા ! હાલતો તું મહેલમાં જા. ધમે કહયું, બહુ સારૂ બા જાઉંછું. એમ કહી બંનેને નમી મહેલમાં ગયો.

ધમો ગયો ત્યાં રાજકુમારે કહયું, સુઘડ સુંદરી ! હવે તમારી શું ઇચ્છા છે, ને ઇચ્છા હોય, તે સુખેથી જણાવો. વીણાએ કહયું, નાથ ! દુઃખનું વાદળ દુર થઇ સુખ સુર્ય ઉદય થયો છે, ખામીમાં ખામી એજ કે આ સર્વ હકીકત મારા પીતાજીને જણાવાની ઇચ્છા છે, જેથી તેઓ હુંપદનો પસ્તાવો કરી પાપ કર્મ ખપાવે.

રાજકુમારે કહ્યું, શું કરવું ? વીણાએ કહ્યું, આપ અત્રેથી એક પત્ર લખો, તેમાં લખવું કે તમારી પુત્રી તમોને મળવા આતુર છે, તેથી પત્ર વાંચી તુરત આ તરફ આવવું. તમારો પત્ર વાંચી તેઓ અત્રે તુરત આવશે. મારૂં નામ લખતા નહી, બાધેભારેજ લખીજણાવવું. રાજકુમારે કહ્યું, બહુસારૂ પ્રીયા, હાલજ પત્ર લખી મોલાવુંછું. ચાલો મહેલમાં જઈ પત્ર લખી પ્રથમ અનુચરને વીદાય કરીએ; એ પ્રમાણે વર્તાવિનોદ કરતુ પ્રેમી જોડું મહેલમાં ગયું.

---

## પ્રકરણ ૧૩ મું.

---

છાજ્યા નહી અભીમાન, જગતમાં કોને જાણ્યો,
રામે રોળ્યો દસ શીશ, અભીમાને પરમાણ્યો.

---

વેલીને લઇને તાંતોલખાં ગવઇઓ નાશી ગયો હતો, તેણે વેલીને નાચનારી બનાવી હતી. મુળે વેલીને નાચવાનો શોખ હતો તેથી તે નાચતાં શીખી હતી, એટલે ગવઇઓ વેલીના નાચવા ઉપર નિર્વાહ ચલાવતો હતો. એમ ફરતાં ફરતાં તાંતોલખાં તથા વેલી જોધપુર આવી પહોંચ્યાં.

જોધપુર શહેરનો વૈભવ, ગામની બાંધણી વીગેરે જોઇ, વેલીને મનમાં લાગી આવ્યું, અને તે ગમગીનીમાં ગીરફતાર બની. તેણે મન સાથે કહ્યું, વાહ ભગવાન તારી લીલા ! જે જોધપુરના દરબારમાં રાજ રાણી થઇ આવવું ધાર્યું હતું, તે જોધપુરમાં નાચનારી તરીકે આવીછું;

આ પ્રમાણે વેલી ગમગીનીમાં ગીરફતાર બનેલી વીચારમાં ગુંથાએલી હતી, ત્યાં તાંતોલખાંએ કહયું, વેલી! દેખો વો જોધપુરકા દરબાર હે, નાચ બરાબરકરના, સમજ ગયે. વેલીએ કહયું, તાંતોલખાંજી! જોધપુરના દરબારમાં નાચવામાં મારો પગ નહી ઉપડે;

તાંતોલખાંએ કહયું, કયોં! વેલીએ કહયું, જે દરબારમાં મેં રાજરાણી થઈ મ્હાહાલવા ધારેલું, તે દરબારમાં નાચનારી થઈને નાચવાનું કામ મહારાથી નહી બને. તાંતોલખાંએ કહયું, એસા ઉમદા દરબારમેંસે અછા ઈનામ મીલનેકી આશા હે, વો કામ તેરેસે નહી બને? વેલીએ કહયું, ના નહી બને. તાંતોલખાંએ કહયું, એસે મોખે ગુમાયગી, તો ફીર છોટે રજવાડેસે કયા પાયગી! મોસમ ગુમાયગી, તો ફીર કયા ખાયગી? રાખ કે ધુળ.

વેલીએ કહયું, ચહાય તેમ હો, પરંતુ આ દરબારમાં તો કદાપીકાળે હું નાચનારી નથી; તાંતોલખાંએ વેલીની હઠ જોઈ વેલી સામે ચાબુક ઉપાડી, અને બે ચાર ફટકા લગાવી કહયું, કયોં નહી નાચેગી કયા!

વેલીને ચાબુકના ફટકા પડયા, ત્યાં વેલીએ કહયું, નાચીશ. તાંતોલખાંએ કહયું, યા ચાબુકમેં ગુન અજબ હે, કારણ કીયાહેં કે, "બુધિઆર બાજરી, બુધિનાર પાધરી બુધે ડોબુ દોડાવા દે, બુધે છોકરૂ છાનુ રહે," કહેવતાનુસાર ચાબુક પડયા કે ઠેસી ઠેકાણે આઈ; ચલો અબ વો ગાના શરૂ કરો; વેલીએ ગાવાનું શરૂ કર્યું.

તોરા દાવર દર દાર્યા ચાહા.

વેલીએ ગાવા માંડયું ત્યાં બેસુરૂ ગાયન જોઇ તાંતોલખાંએ ચાળા પાડયા ને કહયું, તેરે દાવર દર દાયાં ચાહા. યહ બેસુરા ગાયન કાંહાંસે સીખલાઈ. વોહ ચાહ

કરો. વેલીએ કહયુ, કીસું ? તાંતોલખાંએ કહયું. વો ફુલનકી બહારકા ! વેલીએ ગાયન શરૂ કર્યું.

ગાયન

( પ્યારે તોરે અંગમે ) એ રાહ.

પ્યારે તોરે ચમનમે ફુલનકી બહારહો,
ચમનમે બહારહો, સુમનકી બહારહો. પ્યારી૦
રાજનસે રજી રહો, સાજનસે સજી રહો,
તાજ તેરે રાજકા ચાહ ઓર પ્યારહો. પ્યારી૦

શેઅર

હો મુબારક હમેં અય ખુશીકા દરબાર કીયા
ખલ્કકે ખાવીંદને શુભ અવસર વોહ દીયા
શાહ દુલહા રહેતા હશ્ર રહો આબાદ જોડી
ઉસકો હાંસીલ હો ખુશી, અલ્હાદિ વિઘ્ન ત્રોડી.–રાજનસે૦

---

તાંતોલખાંએ ખુશી થઈ કહયું, હાં ! વોહ ગાના ખાસ જોધપુરકે દરબાર કે લીયે બનાયે હે, ઓર વોહ ગાનેપે અચ્છા ઇનામ લેનેકા હે, સમજ ગયે, અબ ચલો દરબારમે જાનેકી તૈયારી કરકે દરબારમે જાવે ( જાયછે )

રાજા રાયસીંહ ઉપર જોધપુરના રાજકુમારનો પત્ર આવી પહોચ્યો. પુત્રીનો પત્ર વાંચી રાજા રાયસીંહ ખુશી થયા, અને રાણીને એક સેવકદ્વારા બોલાવી. રાણી આવી, ત્યાં રાજા રાયસીંહે કહયું, આજ ઘણે દહાડે પુત્રીએ યાદ કર્યા લાગે છે. એવા અતુલીત રાજવૈભવમાં માતા પીતા કયાંથી યાદ આવે, આજે વળી કેઇ દીશાનો વાયુ વાયો હશે. કે પત્ર લખ્યો.

રાણીએ કહયું, પ્રાણુનાથ ! આજ દીન સુધી મનને ચિંતા હતી, કે પુત્રીને પરણીને ગયે આજ ત્રણુ ત્રણુ વરસ

થવા આવ્યાં, પણ નહી ખર કે ખબર. આજે આ પત્ર વાંચી આનંદ પ્રાપ્ત થયો છે. કહેવત છે કે " હાથી દરબાર, અને છોરૂ સાસરે સારૂ " તેનું કાંઇ નહી, પણ ખર ખબર ન લખી જણાવે, તો મનને ચિંતા થાય તે વાસ્તવીક છે.

રાજાએ કહ્યું, પણ મને મળવા બોલાવે છે, તો મારે શું કરવું ? રાણીએ કહ્યું, ત્રણ ત્રણ વરસ થવા આવ્યાં, જે પુત્રી એક પળ પણ અલગ રહેલી નહી, તે ત્રણ વરસે મળવા બોલાવે તો આપણે અવશ્ય જવુંજ જોઇએ; કારણ કે તે મ્હોટા દરબારમાં રાજરાણી થઇ તેથી તેને અત્રે આવવાનું ન બને, પણ આપણે તો જવુંજ, કારણ મારૂ મન પણ મારી પુત્રીને મળવા તલપી રહ્યું છે. રાજા રાયસીંહે કહ્યું, તો ચાલો તૈયારી કરો. આવતી કાલેજ જોધપુર તરફ નીકળી પડીએ. ને આજે રાજ પ્રધાનજીને ભળાવી હું પણ નીશ્ચિંત થઇ જઉં. કારણ લાંબી વાટ તેથી વખતે મોડું વહેલું પણ થાય. રાણીએ કહ્યું, બહુ સારૂ તમે રાજકાજથી પરવારો ને હું બીજી તૈયારી કરૂ છું; કહી બંને જણા જોધપુર જવાની તૈયારી કરવા ગયાં, અને યોગ્ય તૈયારી કરી જોધપુર જવા રીસાલાસહ નીકળી પડયાં.

---

## પ્રકરણ ૧૪ મું

---

પસ્તાવો કરવો પડે ધરી હુંપદ અભીમાન
સંતોશી સુખી સદા ભાગ્ય હોય બળવાન

જોધપુરના દરબારમાં દરબારીઓ આવી ગયા છે ને દરબાર ભરાયો છે, ત્યાં છડીદારે નેકી પોકારી જોધાણ-નાથ પધાર્યાનું ભાન દરબારીઓને કર્યું. નેકીનો અવાજ સાંભળી સઘળા દરબારીઓ સ્વસ્થ થઇને બેઠા, અને રાજાજી

કચેરીમાં આવતાં સર્વેજણા ઉભા થયા અને નમીને સ-
લામો ભરી, પછી રાજાજી આસને બેસતાં સર્વે બીરાજ-
મીત થયા. જોધાણનાથ આસને બીરાજમાન થયા, ત્યાં
વારાંગનાઓએ નાચ શરૂ કર્યો.

કંચનીઓ— નાચ.

ધસારેગ રેસાધ પધ સારે સા.
સારેગ સારેગ ધપ મગ રેસા
ગરેસા ગરેસા ગરેસા.
પપ સા ગરેસા પપ સા ગરેસા–ધસા
સારે સારેગ ધ પ મ ગરેસા, ગરેસા.
પપ સા ગરેસા, પપ સા ગરેસા, પપસા
ગરેસા–ધસા,

---

કંચનીઓ— ગાયન.

આનંદે સખી હળી મળી સંગ કરો રંગ ધારી અંગે ઉમંગ
વાર વાર ધારી પ્યાર એક એકમાં અપાર
ની ધ પ મ ગ રે સા.
લીયો તાલ દાદ્રો ચોતાલ ધીની તક તક
ધીનીતક તક ધીનીતક તક
તધીન કીટ તક ઉમંગ—આનંદે
તા થૈયાં, તા થૈયાં, નાચીયાં, માચીયાં,
રાચીયાં, સાચીયાં, ઝુકોના ઝુકોના,
છન નનનન છુમ—આનંદે

---

કંચનીઓનો નાચ પુરો થયો, ત્યાં જોધાણનાથે
કહ્યું, પ્રધાનજી ! આજનો દરબાર ખાસ સતી સુંદરી
વીષે માટેજ ભરવામાં આવ્યો છે; રાજા રાયસીંહ આજે

આવી પહોંચવા જોઇએ, છતાં હજુ કેમ આવ્યા નહી, તેનુ કારણુ સમજાતું નથી. પ્રધાનજીએ કહયું, કૃપાનાથ! હવણા આવી પહોચશે. આ પ્રમાણે રાજા જોધાણુનાથ તથા પ્રધાન વાત કરે છે ત્યાં દ્વારપાળ ધમો કે જેને છડીદારની જગોએ દાખલ કર્યો હતો, તેણે કહયું, કૃપાનાથ! બહાર કોઈ ગવઈઓ આવ્યો છે, અને અંદર આવવા આજ્ઞા માગે છે. જોધાણુનાથે કહયું, સુખેથી પ્રવેશ કરાવ.

આજ્ઞા મળતાં તાંતોલખાં વેલી સહ દરબારમાં દાખલ થયો, અને જોધાણુ નાથને સલામ કરી. જોધાણુનાથે કહયું, તમો કોણ છો, અને કયાંથી આવો છો? તાંતોલખાએ કહયું, નેકનામ મહારાજા ધિરાજ! મેં દુર દેશમે રહેતાહું, ઓર યહ મેરી લડકી નાચનેકા ઓર ગાનેકા કામ કરતી હે, ઓર મેં બજાતાહું. આજ આપકે શહેરમે આયે ઓર સુનેકી આપને આજ ખુશાલીકા દરબાર ભરી હે, ઉસલીયે મુજરા કરનેકુ આયે હે પરવર દીગાર. આ પ્રમાણે વાત ચીત ચાલે છે ત્યાં રાજકુમાર આવ્યો, અને રાજા રાયસીંહ આવી પહોચ્યાના સમાચાર તેના પીતા જોધાણુ નાથને કહી પોતાના આસને બીરાજમાન થયો. કુંવર બીરાજમાન થયો, ત્યાં રાજા રાયસીંહ આવી પહોચ્યા.

રાજા રાયસીંહ આવ્યા તેથી જોધાણુનાથે તાંતોલખાંને કહયું, તમો બાજુમાં ઉભા રહો, તમારો મજરો પછીથી કરાવીશું. રાયસીંહ રાજાએ દરબારમાં પ્રવેશ કરી જોધાણુનાથને સલામ કરી; જોધાણુનાથે તેમની સલામ માનપુર્વક ઝીલી અને કહયું, રાજાજી! પ્રથમ સસરો જમાઈ મળો. સસરા જમાઇને મળવાનું કહયું ત્યાં રાજકુમાર આસનેથી ઉઠી રાજા રાયસીંહ પાસે આવ્યો. રાજકુમારને નહી ઓળખવાથી રાજા રાયસીંહ વીચારમાં પડયો

અને વીચાર કર્યોકે કુંવર બીજા આવનાર હશે, આ તેમનો નાનો કુંમાર હશે. એમ વીચારી કહયું, પણ કૃપાનાથ! મારી પુત્રી કયાં?

જોધાણનાથે કહયું, રાજાજી! હાલજ આવે છે; આજનો દરબાર ખાસ તેના માટેજ ભરવામાં આવ્યો છે. એ પ્રમાણે જોધાણનાથે કહયું, ત્યાં વીણાસુંદરી સલજ કચેરીમાં આવી, અને પોતાના પીતાને સવિનય પ્રણામ કર્યા.

રાયસીંહે કહયું, દીકરી વેલી! ખુશીમાં તો છોને? વીણાએ કહયું, પીતાજી! ભુલ્યા. વેલી નહી, પણ વીણા. વીણાનું નામ સાંભળી રાજા અચંબો પામ્યા, અને કહયું, અભાગીણી વીણા! બોલ્ય વેલી કયાં? અને તું અહીંઆં કયાંથી?

રાયસીંહે આ પ્રમાણે સવાલ કર્યા, ત્યાં રાજકુમાર કે જે પાસે ઉભો હતો, તેણે કહયું, રાજાજી! ભાગ્યની બાજી વીણાસુંદરી જીતી છે, ને વેલી હારી છે; જે કઠીઆરાને તમોએ વીણાનો હાથ સોંપ્યો હતો, તેજ હું પોતે અમરકુમાર, જોધપુરનો રાજકુમાર. (ધમાને ચોબદારના વેશમાં રાયસીંહે જોયો અને કહયું.) ત્યારે જે રાજકુમારને મેં વેલીનો હાથ સોંપ્યો હતો, તેતો આ ચોબદારના પોશાકમાં ઉભો છે. ધમે પાસે આવી કહયું, હા હું તેજ બનાવટી રાજકુમાર ધમલો માળી, પણ હાલ તો જોધપુર દરબારનો ચોબદાર.

આ વાત સાંભળી રાજા રાયસીંહ અચંબો પામ્યા, અને કહયું, વેલી કયાં? ધમાએ કહયું, તાંતોલખાં ઉપાડી ગયો. તાંતોલખાંનું નામ આવ્યું ત્યાં તાંતોલખાંના પગ ધ્રુજવા માંડયા, અને નાચનારીના પોશાકમાં વેલીએ દરબારની વચમાં પસ્તાવારૂપ ગાયન ગાવુ શરૂ કર્યું.

## ગાયન

કરમે લખેલું જે, ભોગવવું નીશ્ચેતે
અભીમાન દુઃખ મુળ છે–કરમે
હુંપદ પત્થર નાવમાં બેશી મુરખજે
ભવસાગર તરવાચહે, નીશ્ચે ડુબે તેહ–કરમે
મોતી સોંપ્યું મન કરી નીકળ્યુ આકળ નીર
સોનુ સમજી સંગ કર્યો કર્મે મળ્યુ કથીર
સુઘડ નાર ભાગ્યે મળી જેને
સુખે સુવે નર તેહ–કરમે

---

રાજા રાયસીંહ આ મામીર્ક ગાયનથી અચંબો પામ્યા અને વેલીને ઓળખીને અચંબો પામીને પુછયું, કોણ દીકરી વેલી ? વેલીએ કહ્યુ, પીતાજી ! હું આપ જેવા રાજવી પીતાની પુત્રી અને બ્હેન વીણા ! હું તમો-જેવી કેળવાયેલ સુંદરીની બ્હેન થવાને લાયક નથી. અભણ માતાએ અભીમાન પર્વતની ટોચે ચઢાવી, મ્હોટા રાજકુમાર સાથે વરાવી, પરંતુ ભાગ્યનો વીચાર નહી કર્યો. પાપી જાલમસીંહે ધમાને રાજકુમાર બનાવી આ દશા લવરાવી. હરામી ગવેયાએ નાચનારી બનાવી દેશો દેશ રખડાવી છેવટે દશાના બળેજ તમારો ભેટો થવાનો તેથી આ સ્થળે આવી.

વીણાએ કહયું. બ્હેન વેલી ! નાહકનો વીતી વાત-નો શોક કરવો નકામો છે. હવે તું મારા મહેલમાંજ રહે ને તારૂ દીલ ચહાય તે કર. આ સર્વ તારૂ પોતાનું સમજી તું અહીંઆંજ રહે. ભાગ્યમાં લખ્યું હતું તે પ્રમાણે બન્યું, હવે શોક કરવો નકામો છે. એક સિદ્ધાંત સ્વામીએ કહયું છે, તે સાંભળ.

વીણા—— ગાયન

લીખા લેખ બિધિને વોહ અબ યાર ના મીટે
કીજીએ લાખ ઈલાજ પર હોન હાર ના મીટે
સુખ કંદ સચ્ચિદાનંદકો સ્મર સદા પ્રાની
હોવે કલીમલ ખાક બીનકાર ના મીટે–લીખા૦

---

માટે બ્હેન હવે પ્રભુમાં ચીત્ત લગાડ કે જેથી બેડો થાય પાર; આ ભવતો બગાડયો, પણ પરભવ સુધાર. વેલીએ કહયું, બ્હેન વીણા ! મારી પણ ખાસ એજ મરજી છે. પીતાજી ! આ દીન બાળકીની એક અરજી છે. રાયસીંહે કહયું, દીકરી ! તારો જન્મારો બગાડનાર હુંજ પાપી છું. હુંજ પાપીછું.

વેલીએ કહયું, પીતાજી ! તમારે શું ? તમેતો જોધપુરનો રાજકુમાર જોઇને વરાવી હતી, પણ કરમે માળી નીકળ્યો, તેમાં તમારો શું દોશ. ધન્ય છે બ્હેન વીણા તમારી ટેકને ! ભાગ્ય ઉપર આસ્તા રાખી બેઠાં, અને ન ડગ્યાં, તો આ સાહ્યબી મળી, આસ્તા ફળી. અને તમે કહેલું કે સુઘડ નાર નર સુખે સુનારો તે અક્ષરે અક્ષર કરી બતાવ્યું. પીતાજી ! મારી અર્જ કબુલ કરો; રાયસીંહે કહયું, શી ! વેલીએ કહયું આ સંસાર સર્વ અસાર છે. સ્વપ્નવત્ત છે. આભવનું તો બગડયું પણ પરભવનું સુધારવા જોગણ થઇ મઠમાં રહેવાની આજ્ઞા આપો.

વીણાએ કહયુ, બ્હેન વેલી ! અમારા મહેલમાં રહો અને સુખેથી પ્રભુનુ નામ ચિતમાં રાખી રહો; મઠમાં જોગણ થઇ રહેવાથી શું વિશેશતા છે. વેલીએ કહયું, બ્હેન વીણા ! વીશેશતા તો બીજી કાંઈજ નથી, પણ માયા ઉપાધીમાં રહીને પ્રભુ ભજનમાં ચિત્ત ચોટશે નહી,

માટે ખુશી થઈ આજ્ઞા આપો; પીતાજી તમારા નામને ઝાંખપ નહીજ આવવા દઉં, તેની ખાત્રી રાખજો. ઇશ્વરની એવીજ મરજી છે.

વેલી-- ગાયન

હવે મને ભેખ લેવાદો, હરીનું ધાર્યું થાવાદો
પ્રભુગુણ પ્રેમે ગાવાદો, નશીબનો મેલ જાવાદો
સંસારી જાળ છોડાવાદો, મને સંતોષ સીંચાવાદો
પુરવ ભાગ્યુ જમાવાદો--હરી૦
ભવદધી સાગર છે ખારો, બગાડયો જન્મારો મારો
કરૂં પરભવનો સુધારો, ખુશીથી આજ્ઞા મુજનેદો-હરી૦

---

માટે પીતાજી ! ખુશી થઇ રજા આપો, બ્હેન તમો પણ રજા આપો. રાજારાયસીંહે કહયું તારી માતુશ્રી અત્રે આવેલ છે, તેમને અત્રે દરબારમાં બોલાવેલ છે, તે તેઓ આવે તેમની આજ્ઞા પ્રથમ લે. આ પ્રમાણે વાત કરે છે, ત્યાં વેલીની માતુશ્રી ( રાજા રાયસીંહની રાણી ) દરબારમાં આવી, અને વીણાનો રાજ રાણીનો, અને વેલીનો નાચનારીનો પોશાક જોઇ અચંબામાં પડી, રાણી આવી ત્યાં વીણાએ પ્રણામ કર્યા, અને વેલી પણ પ્રણામ કરી ગદગદીત કંઠે, માતુશ્રીને ભેટી પડી.

વેલીનો શોકમય ચહેરો, તથા નાચનારીનો પોશાક જોઇ રાણીએ કહયું, બ્હેન ! તારો આવો સ્વાંગ કેમ ? અને તુંને આવો જોધપુરના દરબારનો વૈભવ આપ્યો, છતાં ઉદાશી કેમ ? અત્રે કયાંથી ? આનું કારણ કાંઈ સમજાયું નહી.

વેલીએ કહયું, માતાજી ! તમેતો ઘણોએ જોધપુરના દરબારનો વૈભવ આપવા ચાહયો, પણ તે મારા

નશીબનો હોય તો મને મળેને ? તમે વીણાને એક કંગા-લ કઠીયારો જોઈ વરાવી. પણ તેના નશીબમાં રાજ રાણી, અને તેપણ આવા જોધપુરના દરબારની રાજ રાણી થવું લખેલું, તે કેવી રીતે મીથ્યા થાય.

રાણીએ કહ્યું, શું તેણે તારો વૈભવ છીનવી લઇ તારા આહાલ કર્યા ! વેલીએ કહ્યું, માતાજી ! કોઈનું કરમ કોઇનાથી છીનવી લેવાતુ નથી. માતાજી ! મારી આ દશા કરનાર મારૂ ભાગ્ય, અને બીજાં ખાસ તમોજ છો. રાણીએ કહ્યું, શું હું તારૂ બુરૂ કરનાર ! વેલીએ કહ્યું, હા; જન્મથી મોઢે ચઢાવી ખરી કેળવણી નહી આપી, અને અભીમાનના પહાડ ઉપર ચઢાવી, તેથીજ આ દશા આવી. તમો એ વીણાને દુઃખી કરવા મારા પીતાજીને ઉશ્કેરી અભીમાની બનાવ્યા, અને બાપકર્મી કહેવરાવવાની હઠ પણ તમેજ લેવડાવી, હું મુરખી અને અજ્ઞાન, કે હું બાપ કર્મી કબુલ થઈ, પરંતુ સદ કેળવણીથી કેળવાયેલી બ્હેન વીણા એ એવા અભીમાનનાં વચનો કબુલ નહી કરવા સાથે પીતાજીને શીખામણ આપી. અને કહ્યું કે આ અભીમાન તજો, પરંતુ પીતાજી એમજ હઠે ચઢયા કે હુંજ તમોને સુખી કે દુઃખી કરી શકુંછું, એજ હુપદે મારી આ દશા થઈ, અને નશીબ બળે બ્હેન વીણાની જીંદગી સુધરી ગઇ.

તમો એતો જોધપુરનો રાજકુમાર જાણી વરાવી, પણ તે બાળી નીકળ્યો, અને મારી આ દશા આવી. વીણા બ્હેનને કંગાલ કઠીયારા સાથે વરાવી છતાં વીણા બ્હેન એકની બેન થઇ, અને નશીબનાજ આધારે રહી, તો તેના નશીબે, અને સદ કેળવણીના પ્રતાપે કઠીઆરાને સાહુય-બીવંત બનાવ્યો, અને છેવટે જોધપુરના રાજકુમાર નીકળ્યા, અને આવા ઉત્તમ વૈભવને પામી ગઇ. માતુશ્રી ! વીશે-

શમાં એટલુંજ કે તેણે કહેલો અક્ષરે અક્ષર સુખડનાર નર સુખે સુનાર તે સત્ય કરી બતાવ્યો, અને તમારૂં નામ દીપાવ્યું.

રાણીએ કહયું, ખરૂ છે બ્હેન! કહેવત છે કે "ખોદે તે પડે." તેમ તને જોધપુરનો વૈભવ આપવા અને તેને કંગાલ બનાવવાનો વિચાર ધાર્યો, પરંતુ ધાર્યું ધુળ મળ્યું, જોધપુરની રાજગાદીનો વૈભવ તેને મળયો, અને તું આ દશાને પામી. આ દાખલો. દરેક વાંચકવૃંદે લેવાનો છે, કે મારી માફક પોતાનું સુધારી પરનું બગાડવાની મતી કરશે, તો પોતાનું નહી સુધરતાં સામાનુંજ સુધરશે, અને છેવટે મારી માફક પસ્તાવો કરવો પડશે. બ્હેન વીણા! માબાપના નામને દીપાવનાર દીકરી વીણા! મેં તારૂ બગાડવામાં બાકી મુકયું નહોતું, પરંતુ તારૂ બગાડવા જતાં મારૂજ બગડ્યું, અને તે માટેની માફી આપી આ તારી પાપીણી અપ્પર માતાને કૃતાર્થ કર.

વીણાએ કહયું, માતાજી! પીતાજી! એ બાબતમાં માફી આપવા જેવું છેજ નહી; કારણ હું તો પ્રથમથીજ કહેતી આવીછું, કે હું તો ઉદ્યોગના ભાઇ ભાગ્યની ભગતાણીછું, અને ભાગ્યથી કરીને જે મળે, તેમાંજ સંતોશીછું. તમે રાજકુમાર જોઇ વરાવી હોત, પરંતુ મારા નશીબમાં દુઃખ હોત તો તમો સુખ શીરીતે કરત; વેલીને ઘણાંએ સુખી કરવા ગયાં, પણ તેના નશીબમાં સંસાર બગાડવો લખેલો તે કયાંથી સુધરે; માટે માતાજી તમારો કાંઈજ દોશ નથી, ભાગ્યમાં લખ્યું હોય, તે બનેજવાનું.

વેલીએ કહયું, માતાજી! મને જોગણ થવાની રજા આપો. આ ભવતો બગડયો, પણ આવતો ભવ સુધા-

રવા દ્યો, સંસારની મીથ્યા માયા જાળથી મુકત થઈ હ-
રીમાં ચીત લગાડવા દ્યો. જુઠાને છોડી સાચામાં મન લગા-
ડવા ધો, એક સીધાંત સ્વામીએ કહયું છે, તે સાંભળો.

વીણુ– ગાયન.

જુઠા યહી સંસાર હય છોરદે માયા સભી–જુઠા.
આખીરફ્ના હોનાર હય મોરદે માયા સભી–જુઠા.
કુચ્ચી કાયા, જુઠી માયા, સુર્યકી છાયા સમજ
દીલમેં તેરે અહંકાર હય, તોડદે માયા સભી–જુઠા.
જનમ્યા વો જાતે સભી, ખીલ્યા વો ખીર જાય,
ઉદયકા હોના અસ્તહે, કાલ પીંડ કો ખાય–છોર.

---

માટે માતાજી ! જનમ્યુ તેતો જવાનુંજ. ખીલ્યુ
તેતો ખરવાનુંજ, ઉદય તેનો અસ્ત છેજ, કાળ સર્વને ખાય
છે, તો ખુશી થઈ આજ્ઞા આપો. કે જોગણ થઈ મઠમાં
રહી અલખ સંભારૂ, અને પરભવ સુધારૂ.

વીણાએ કહયું, માતાજી ! તેની એમ ઇચ્છા છે,
તો ખુશી થઇ આજ્ઞા આપો. બહેન વેલી ! જોધપુરનીજ
ભાગોળે મઠ તૈયાર કરાવી આપીશું, ત્યાં રહો, અને અલ-
ખનીરંજન યાદ કરો; બહેન ! તારી એવીજ ઇચ્છા છે,
તો પ્રભુ પુર્ણ કરો, અને ભવસાગર તરો, માતાજી તમો
પણ ખુશી થઇ કબુલ કરો; રાણીએ કહયું, બહુ સારૂ
બહેન વીણા ! તેની એવીજ ઇચ્છા છે, તો હું ખુશીથી
રજા આપું છુ.

રાણીની રજા મળતાં વેલી ખુશી થઇ, અને રાજા
રાયસીંહ, તથા રાણીને કહયું, પીતા માતા ! આજના

મંગલ અવસરમાં વીણાનો હાથ રાજકુમારના હાથથાં આપો એટલે ફરીથીજ વરાવતાં હો તે પ્રમાણે વીણાનો હાથ રાજકુમારના હાથમાં આપો.

રાજા રાયસીંહ તથા રાણીએ વીણા તથા રાજકુમારને પાસે બોલાવી વીણાનો હાથ રાજકઠીઆરાના હાથમાં આપ્યો, અને આશીશ દીધી. રાજા રાણીએ વીણાને આશીશ આપી, ત્યાં વેલીએ કહ્યું, બહેન વીણા ! હું પણ ઘણીજ ખુશીથી તમારો હાથ રાજકુમારના હાથમાં સોંપુ છુ, અને એક ટુંક શીક્ષા કહું છું તે ગ્રહણ કરી લેવા મારી વીનંતી છે. વીણાએ કહ્યું, બેહેન ! સુખેથી કહો.

વેલી— ગાયન

સ્ત્રીના ધર્મ અજબ છે બ્હેની
કહી સંભળવું હું આવાર,
એક છતાં બની અનેક રૂપે
રીઝવતી ભામીની ભરથાર.
ભોજનસમે માતા સરીખુ, હેતતો રાખે
દેતી શીખામણ ગુરૂ સમી, સાચાં વચન ભાખે
વળી મીત્રના જેવી કહાવે છાની વાતતણો વિશ્રામ
આરામ સમયે દાસી પેઠે કરતી પુરણ શેવા કામ
સુખ દુઃખમાં સમાન રહેતી
સાચી શરીરની ભાગીદાર—એક છતાં૦

---

વીણાએ કહ્યું, બ્હેન વેલી ! તારી અબજ શીખ હું કદાપીકાળે નહી વીસરૂં. બ્હેન ! માતા પીતા ! આજના માંગલીક સમયે મહેલમાં ચાલો, ત્યાં સાથે બેશી

ભોજન કરીએ. અને ઈશ્વરે આવો મંગળીક સમય બતાવ્યો, માટે તે નોધારાના આધાર દીનાનાથનું છેવટનું સ્મરણ કરીલઇએ.

સર્વે— સ્તુતી.

સુખકર દુઃખહર જગધર જનપર રેહેમ નજર કરીદે,
રાણી-અલીમાને આ દુઃખ હુ પામી, દોષ સર્વ હરી લે;
સર્વ- કરી સજા એની જોઈ કજા, આવુ કૃત્ય કરે ન કોઇજરીએ,
વેલી- છો સત્ય સહાયક દેવ તમારૂ સ્તવન ચિત્ત ધરીએ.
વેલી- પરને નાંખવાને જેહ કુપતો ઘડે
પસ્તાય પારાવાર જ્યારે આપ જઇ પડે
સર્વ- દેખી આ દ્રષ્ટાંત ઉર બ્હીક ધારજો
છે પસ્તાવો પાછળેથી ઉર વીચારજો

# સમાપ્ત.



# સત્ય-વિજય

## એક વારતા.

શિવદાસ નામનો એક સાહુકાર હતો. તેની દુકાન ઘણા વરસની જુની હતી. તેની આડત દેશના હરેક ભાગમાં હતી. એક દિવસે એવું બન્યું કે, તરત મુદતની કરોડો રૂપીઆની હુંડીઓ તેની ઉપર ચારે દેશાવરોથી આવી પડી, તેની પોતાની હુંડીઓ પણ આવવાની હતી પણ દેશાવરો લાંબા હોવાથી વખતસર આવી પહોંચી ન હતી. શોલક ગણતાં તેને એવું માલમ પડ્યું કે, તે દહાડે આવેલી હુંડીઓના નાણા આપતાં પાંચ લાખ રૂપીઆ ઓછા થશે. પાંચ લાખ રૂપીઆ તેણે ક્યાંથી પણ લાવીને હુંડવાળાને ભરવાનો નિશ્ચય કર્યો એમ વિચાર કરી રૂપીઆ લેવા આવનાર લોકોને એક પછી એક એમ અનુક્રમે હીસાબ ચુકવવાનું પોતાના મુનીમને કહીને પોતે બાકીના રૂપીઆની તજવીજ કરવા શહેરમાં ગયો. આટલી મોટી રકમ બીજા તે કોના ઘરમાં હોય ? તેણે બે પાંચ જણાઓ પાસેથી છુટક છુટક લેવાને બદલે કોઇ એકજ આસામી મળે તો તેનીજ પાસેથી લેવાનો વિચાર કર્યો. આવી મોટી રકમ તો ફક્ત એકજ સાહુકારની દુકાને મળે તેમ હતી. તે જાતનો મારવાડીઓ વાણીઓ હતો. તે જુઠો, નિર્દય અને દુષ્ટ હતો. આવા માણસ પાસે પૈસા માગવા જતાં શવદાસ શેઠને મનમાં ખરાબ તો લાગ્યું પણ શું કરે ? એમ કર્યા શિવાય તેનો છુટકો ન હતો. તે આ મારવાડીના દુકાનમાં ગયો, અને પોતાની બધી હકીકત તેને કહી તેની પાસે પાંચ લાખ રૂપીઆ પંદર દહાડાની મુદતે માગ્યા. મારવાડીને કહ્યું કે, વ્યાજ જોઇએ તો આનો બે આના વધારે લેજો પણ આ વખતે રૂપીઆ આપો.

આ મારવાડી શવદાસ ઉપર મનમાં વેર રાખતો હતો તેણે આ લાગ બરોબરનો જોયો. શવદાસ શેઠને પેટ કોઇ છોકરો નહોતો તેથી જો તે મરી જાય તો તેની પેઢી બંધ પડે અને આ માર-વાડીનું કામ સારૂં ચાલે. જો આ ધણીને આપણે રૂપીઆ ન આપીએ

તો એની આબરૂ ગામમાં સારી છે, એક ઠેકાણેથી નહિ ને પાંચ દશ ઠેકાણેથી મળીને પણ તે રૂપીઆ એકઠા કરી શકે એમ છે માટે કાંઇ લખતથી એને બાંધી લઇને રૂપીઆ આપવા.

આમ વિચારતાં તેના પાપીષ્ટ મનમાં એક દુષ્ટ ઉપાય સુજ્યો. તે બોલ્યો, " શેઠ સાહેબ, આપ કોઇ પણ દહાડે નહિ ને આજેજ મારી પાસે રૂપીઆ લેવા આવ્યા છો તેથી આપની પાસેથી હું કાંઇ વ્યાજ લેવાનો નથી. પણ એક સરતે દશ દહાડાની મુદતે રૂપીઆ આપવાને કબૂલ છું. તે સરત આ છે કે, જો દશ દહાડાની અંદર તમે રૂપીઆ પાછા ન આપો તો તમારા શરીરનું એક શેર માંસ મારે હાથે કોઇપણ ઠેકાણેથી કાપી લેવું. "

શવદાસ આ સાંભળીને વિચારમાં પડયો. આ મારવાડીને તે બીજી કોઇ રીતે સમજાવી શકે તેમ પણ ન હતું. લાચારીએ તેના માંગવા પ્રમાણે લખત કરી આપીને પાંચ લાખ રૂપીયા લઇને પોતાની દુકાને આવ્યો. બધાને હુંડીના નાણા આપીને રવાના કર્યાં. બે દહાડા પછી તેની તબીઅત બગડી આવી. તેથી મારવાડીની મુદત વિશે તેનુ ધ્યાન ન રહ્યું. તેમજ બહાર ગામથી પોતાનો અવેજ પણ ફરી ન વળ્યો. માવાડીની પણ શેર માંસની ઉતાવળ કરવા લાગ્યો. ત્યારે શવદાસે બેચાર ઠેકાણેથી પાંચ લાખની રકમ એકઠી કરી ને વ્યાજ સુદ્ધાં મારવાડીં દુકાને મોકલી દીધી. પણ મારવાડીએ તે મુદત પુરી થતાં હવે રૂપીઆ લેવાની ના પાડીને ફક્ત એક શેર માંસનીજ ઉઘરાણી કીધી. શવદાસ એકતો પોતે આજારી હતો તેમાં વળી આ સંકટથી વધારો થયો.

આ તરફ મારવાડીએ જ્યારે જોયું કે, શવદાસ આમતો માને તેમ નથી ત્યારે તેની ઉપર કાજીની અદાલતમાં ફરિયાદી માંડી. કાજીનું શવદાસને બોલવણું આવ્યું તેથી તેને ત્યાં જવુ પડયું આજારી હોવાને સબબે મોટી મુસીબતે ત્યા જઇને હાજર થયો.

કાજીએ સાહુકારને પુછ્યું, "આ મારવાડી શેઠ સાથે તમારે એવો કરાર થયો છે કે, રૂપીઆ આપવાની ઠરાવેલી મુદતે જો રૂપીઆ ન આપ્યા તો શરીરનુ એક શેર માંસ આ શેઠ કાંપી લે તે શું ખરૂં છે?"

સાહુકારે કહ્યું, "આ સરત ખરીછે, પણ હું વ્યાજ સુદ્ધાં એના રૂપીઆ આપવાને તૈયાર છુ. તેમ વળી મે' એની દુકાને એકવખત રૂપીઆ મોકલ્યા હતા, પણ તે તેણે લીધા નહિ, ને પાછા મોકલ્યા અને માંસ માગેછે માટે સરકારે આવાતનો પુરતો વિચાર કરીને જેવો યોગ્ય લાગે તેવો હુકમ કરવો."

સદરહુનો એકરાર સાંભળીને કાજી બોલ્યો, "હુકમ કરવાનું હવે અમારા હાથમાં મુદ્દલ રહ્યું નથી. તમારી સરતેજ તમારો ન્યાય કર્યો છે. માટે તમારા શરીરનું માંસ આ મારવાડી શેઠ પોતાની મરજીમાં આવશે તે જગાએથી પોતાને હાથે કાપી લેશે એવો અમારો હુકમ છે."

આ સાંભળીને સાહુકાર ઘણોજ ભયભીત થયો. પણ જરા-વાર વિચાર કરી ધીરજ ધરીને બોલ્યો, " ઠીક છે, પણ મારે આ બાબત વિષે બાદશાહને અરજી કરવી છે. ત્યાંનો જવાબ આવે ત્યાં સુધી માંસ કાપી લેવાનું મુલતવી રાખવું જોઇએ. "

કાજીના ધ્યાનમાં આ વાત ઉતરી તેણે હુકમ કર્યો, " ઠીક છે. એક મહિનાની મુદત તમને આપવામાં આવે છે. તે મુદતમાં તમે આ બાબતનો બાદશાહ પાસેથી જવાબ મેળવી લેજો નહિ તો એક મહિના પછી માંસ કાપી આપવું પડશે. "

કાજીનું બોલવું કબૂલ કરી તેની રજા લઇને સાહુકાર ઘેર આવ્યો. બીજે દિવસે બાદશાહની મુલાકાત લેવા તે ગયો. બાદશાહ આગળ બધી વાત તેણે કહી સંભળાવી. તે સાંભળીને બાદશાહ વિસ્મય પામ્યો. તે શહેરનો મોટો નગર શેઠ કહેવાતો તે પણ તેજ હતો. તેની દુકાન પાંચશો વર્ષની જુની હતી. સરકારને પણ તે ઘણી વખત ઉપયોગી થઇ પડયો હતો, માટે કોઇ પણ યુક્તિથી જેમ અન્યાય ન થાય તેમ તેને બચાવી લેવો એવો બાદશાહે નિશ્ચય કર્યો. આ કામ તેણે બીરબરના હાથમાં સોંપવાનું ધાર્યું. બીરબલ બુદ્ધિમાન હોવાથી કાંઇ પણ યુકિત કહાડશે એમ તેણે વિચાર્યું. પછી તેણે સાહુકારને કહ્યું, " આ વાતનો અમે વિચાર કરીશું. તમે તમારે ઘેર જાઓ. જ્યારે બોલાવણું આવે ત્યારે અત્રે આવજો તેની વચમાં દરબારમાં આવવાની તસ્દી ન લેશો. આપનું શરીર આજારી ચાલે છે તેથી વધારે મહેનત ન કરો તો સારૂં. "

આ સાંભળીને સાહુકારને કાંઇક ભરોસો આવ્યો. પોતાની

તરફ બાદશાહને દયા કરતો જોઇને તેના મનને આનંદ પણ થયો. બાદશાહની રજા લઇને તે ઘેર ગયો."

બીજે દિવસે દરબારમાં આવતાંજ બાદશાહે બીરબલની પાસે સાહુકારની બધી વાત કહીને તેને કહ્યું, "કોઇપણ રીતે આપણો અન્યાય ન કહેવાય એવી યુક્તિ શોધી કહીને સાહુકાર શવદાસનું રક્ષણ કરવું છે. માટે કાંઇ યુક્તિ શોધી કાઢ,"

બીરબલે 'ઘણું સારૂં' કહીને વાત કબુલ કીધી.

પાંચ સાત દહાડા ગયા પછી મારવાડીએ બાદશાહ આગળ કચેરીમાં હાજર થઇને વીનંતી કરી કે, સાહુકાર સાથે થયેલો કરાર પુરો કરવાની તેને પરવાનગી આપવી.

બાદશાહે કહ્યું, બીરબલ, આ મારવાડી શું કહેછે તેસાંભળી લ્યો,

બીરબલે જવાબ દીધો, "સર્વ સાંભળી લીધું સરકાર આપનીજ આજ્ઞાની વાટ જોતો હતો. આપની આજ્ઞા થઇ તેથી હવે વખત નહી લાગે."

એમ કહી બીરબલે સાહુકાર શવદાસને બોલાવી મંગાવ્યો. સાહુકારને મારવાડીની સામે ઉભો રાખીને બીરબલે મારવાડીને પૂછયું, "કેમ શેઠ તમારે રૂપીઆ લેવા નથી."

મારવાડીએ ના પાડી.

બીરબલે કહ્યું, "રૂપીઆને બદલે આ સાહુકારના અંગનું માંસજ જોઇએ છેના ?

મારવાડીએ હા પાડી.

બીરબલ બોલ્યો "ઠીક છે ત્યારે ' આ સાહુકારના અંગમાંથી એક શેર માંસ તારી મરજી પડે તે જગાએથી કાપી લે ' એવી તમારી સરત છે અને તે પ્રમાણે કરવાને તને કાજીએ હુકમ કર્યો છે તો તેજ હુકમ આ બાદશાહી દરબારમાં પણ પસંદ પડયો છે. હમણાજ આ સાહુકારના અંગમાંથી માંસ તારી સરત પ્રમાણે કાપી લે. પણ તેમ કરતાં કદાચ તે કાપેલા માંસનો કટકો એક શેરથી જો ઓછો અથવા વધારે થયો તો તારા કુટુંબમાંના બધા માણસોને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવશે. તારાં ઘરબાર બધાં જપ્ત કરવામાં આવશે.

આ સાંભળતાંજ મારવાડી ગભરાયો. શું બોલવું અને શું કરવું તેનો વિચાર થઇ પડયો. તેને કાંઇ સુઝે નહિ. બીરબર ઉતાવળ

કરવા લાગ્યો. આખરે મારવાડી બોલ્યો, " બીરબલ સાહેબ, મને માંસ નથી જોઇતું મારા પાંચ લાખ રૂપીઆ વ્યાજ સુદ્ધાં અપાવો એટલે બસ છે. "

બીરબલે કહ્યું, " સાહુકારે રૂપીઆ તને મોકલ્યા છતાં તે તેં લીધા નહિ તેથી હવે તને રૂપીઆ મળનાર નથી. તારે તો માંસજ લેવું પડશે. જો હમણાં તેં માંસ ન લીધું તો પછી બીજી વખત નહિ મળે, અને વળી સરકારના હુકમનો અમાન્ય કરવા બદલ ગુનેગારીના દશ લાખ રૂપીઆ આપવા પડશે. બોલ શું કહે છે જલદી જવાબ આપ. "

મારવાડીએ કહ્યું, " ખુદાવિંદ, મને કાંઇ જોઇતું નથી. "

બીરબલે કહ્યું, " સરકાર તરફથી તને એવી શિક્ષા કરવામાં આવે છે, તેં હુકમની અવગણના કરી છે માટે તારે દશ લાખ રૂપીઆ દંડના આપવા. તારી ઉપર બીજો વાંક એ મૂકવામાં આવે છે કે, આ શહેરના જાણીતા સાહુકાર અને નગર શેઠ શિવદાસ ઉપર દ્વેષ રાખી તેને દુઃખી કરવાની મતલબે તેના શરીરનું માંસ કાપવાની તેં સરત કરી માટે તને છ મહિના સુધી કેદ કરવામાં આવે છે. "

પોતાને થયેલી આવી શિક્ષા સાંભળીને મારવાડી તો ગભરાઇજ ગયો. પણ બાદશાહના મનને ઘણોજ આનંદ થયો. મારવાડીને સરકારી સિપાઇઓ લઇ ગયા. તેને ઘેર જઇ દશ લાખ રૂપીઆ લઇ આવ્યા અને તેને કેદખાનામાં પુર્યો.

શિવદાસને બાદશાહે તેની સારી ચાલને અને પોતાની પહેડીની આંટ જાળવી રાખવા માટે શાબાશી તથા પોશાક આપી રવાના કર્યો. મારવાડી પાસેથી આવેલા દશ લાખ રૂપીઆ બીરબલની હુશીઆરી માટે બાદશાહે તેને બક્ષીસ કર્યા.

---

## બલાત્કાર.

એક દિવસે એક સ્ત્રીએ દરબારમાં આવીને ફરીયાદ કીધી કે, ફલાણા માણસે મારી ઉપર જુલમ કરીને મારી આબરૂ લીધી.

બીરબલે ફરિયાદ સાંભળીને પેલા માણસને બોલાવી મંગાવ્યો. તેની ઉપર ફરીયાદ થવાની વાત તેને કહી સંભળાવી તે સાંભળી પેલો માણસ બોલ્યો, "સાહેબ, આ સ્ત્રી જુઠું બોલેછે. એને મારે કાંઇ સંબંધ નથી એ જે વાત કહેછે તે તદ્દન જુઠી છે."

બીરબલે કહ્યું, "આવા કામમાં કોઇ સાક્ષી હોતો નથી. એકાંતમાંજ આ વાત બનેછે. માટે તેં આની ઉપર બલાત્કાર ખચીત કીધો હશે. બધી વાત ધ્યાનમાં લઇને તને વધારે શિક્ષા નકરતાં ફક્ત તારે આ સ્ત્રીને પાંચ રૂપિઆ હમણાંને હમણાં આપવા."

પેલો બીચારો ગ્રહસ્થ શું કરે ? સત્તા આગળ તેનુ કાંઇ ચાલે એમ ન હતું. તેણે બીરબલ પાસે તરતજ રૂપીઆ મુકયા; બીરબલે તે રૂપીઆ ફરીયાદ કરનાર સ્ત્રીને આપીને ત્યાંથી જવાનું કહ્યું. પેલા પુરૂષને થોડીવાર ત્યાં બેસાડી રાખીને પછી કહ્યું, 'પેલી સ્ત્રીને પાંચ રૂપીઆ આપ્યા છે તે તેની પાસેથી પાછા લઇ આવ. રૂપીઆ પાછા લેવા વાસ્તે ગમે તેટલી મહેનત પડે તો પણ રૂપીઆ આંચકી લેજે. રૂપીઆ લીધા શિવય તેને જવા ન દેતો."

બીરબલનો આવો હુકમ થતાંજ પેલા પુરૂષને બમણી હીમત આવી. તેણે દોડતે જઇને પેલી સ્ત્રીને રસ્તામાં પકડી ને તેની પાસે રૂપીઆ માગવા લાગ્યો. પેલી સ્ત્રી તેને કેમે કરતાં રૂપીઆ આપે નહી. પેલા પુરૂષે ખટપટ તો ઘણી કરી પણ સ્ત્રીના હાથમાંથી રૂપીઆ પાછા લઇ ન શકયો. સ્ત્રીએ હાથમાંથી રૂપીઆ ન છોડતાં તેને બીરબલ આગળ પાછો લઇ જઇને બોલી બીરબલ સાહેબ, આપે મને રૂપીઆ અપાવ્યા તે લઇને હું ઘેર જતી હતી એટલામાં આ માણસ લુચ્ચાઇ કરીને તે રૂપીઆ મારી પાસેથી પાછા માંગતો હતો'"

બીરબલે પૂછ્યું, "પછી તેં તેને રૂપીઆ આપ્યા કે તારી પાસેજ છે?"

પેલી સ્ત્રી બોલી, " રૂપીઆ લેવા વાસ્તે એણે તો ઘણી ખટપટ કીધી પણ મેં તો તેને એકે રૂપીઓ લેવા ન દીધો જુઓ આ પાંચ રૂપીઆ મારી પાસેજ છે. "

આ સાંભળતાંજ બીરબલે કહ્યું, " પાંચ રૂપીઆ તારી પાસેથી જો ઘણી લઇ ન શકયો તે તારી ઉપર બલાત્કાર શી રીતે કરી શકે ? તું બલાત્કાર કરવા દે ખરી કે ? આ ઉપરથી તું જુઠી છે એમ ખુલ્લું માલમ પડે છે એના રૂપીઆ એને પાછા આપ. "

પેલી સ્ત્રીએ નીરૂપાયે રૂપીઆ પાછા આપ્યા. પછી બીરબલે તેણીને મારવાનો હુકમ કરતાંજ તેણીએ પેલા પુરૂષ ઉપર જુઠો

વાંક મુકયો હતો તે કબુલ કર્યું બીરબલે તેણીને યથા ન્યાય શિક્ષા કરી

---

## પુનમનો ચંદ્ર.

એક વખતે કાંઇ કામ પ્રસંગે બીરબલને કાબુલ શહેરમાં જવું પડ્યું. બીરબલ શહેરમાં નવો હોવાથી તે કોણ છે તે વિષે વાતો ચાલવા માંડી. આખરે તપાસ કરતાં તે દીલ્હીથી આવ્યો છે માટે બાદશાહનો જાસુસ હશે એમ બધા અનુમાન કરવા લાગ્યા. આ વાત તે દેશના બાદશાહને કાને પડવાથી કાબુલી બાદશાહે તેને પકડી લાવવાનો હુકમ કર્યો. બીરબલને કેદ કરીને ચોકી પહેરા નીચે દરબારમાં લઇ જવામાં આવ્યો.

બીરબલ કોણ હતો તે વિષે બાદશાહે તેને પુછતા તેણે એવો જવાબ આપ્યો કે, તે એક મુસાફર છે અને ફરતો તે દેશ જોવા આવ્યો છે.

કાબુલી બાદશાહે પૂછ્યું, " તેં જ્યારે દેશો દેશ મુસાફરી કીધી છે ત્યારે મારા જેવો કોઇ બાદશાહ તારા જોવામાં આવ્યો છે ? "

બીરબલે તરત હાથ જોડીને કહ્યું, ! ખુદાવિંદા, આપ તો પુનમના ચંદ્ર છો ! આપના સમાન બીજો કોણ છે ? "

કાબુલી બાદશાહે આ સાંભળીને પૂછ્યું, " હું જ્યારે પુનમનો ચંદ્ર છું ત્યારે તારો બાદશાહ કેવો છે ? "

બીરબલે કહ્યું, આપ તો પુનમના ચંદ્ર જેવા મોટા છો પણ અમારો બાદશાહ તો બીજના ચંદ્ર જેવો નાનો છે.

કાબુલી બાદશાહ તો આ સાંભળીને ઘણોજ ખુશી થઇ ગયો. તેણે બીરબલને છોડી મૂકવાને હુકમ કરીને તેને આદરમાનથી દરબારમાં બેસાડયો. પછી તેને સારાં કપડાં તથા રોકડ નાણું ઇનામ દાખલ આપીને ત્યાં રવાના કર્યો.

બીરબલ પાછો દીલ્હી આવ્યો ત્યારે કાબુલમાં બનેલી વાત પણ દીલ્હીમાં આવી હતી. ખરૂં પૂછતાં તો આ વાત તે પોતેજ લાવ્યો હતો. પોતાના ચાકર વર્ગના દેખતાં તેણે પોતાના કુટુંબ આગળ કાબુલમાં બનેલી વાત કહી. ચાકરોએ તે સાંભળીને પોતાના મિત્રો પાસે કહી એ રીતે એક કાનથી બીજે કાન વાત જતાં આખરે તેના શત્રુઓના જાણમાં વાત આવી. બીરબીલના શત્રુઓએ તે વાત બાદશાહની આગળ કહીને તેના કાન ભંભેર્યા. બાદશાહ આ વાતનો

મર્મ સમજી ગયો હતો, પણ બીજાઓને બીરબલની ચતુરાઇ દેખાડવાની મતલબે બાદશાહ જાણે બધી વાત માનતો હોય એમ દેખાયો. બીજે દહાડે મોટી દરબાર ભરાવાની હતી. તે વખતે બાદશાહે આ વાત છેડવાનો વિચાર રાખ્યો હતો.

બરેબર આઠનો અમલ થતાંજ બાદશાહ દરબારમાં આવીને હાજર થયો. દરબારીઓ નમીને સૌ સૌની જગાએ બેઠા. મોટી દરબારમાં જે કાંઇ કામ કરવાનું હતું. તે કરી લીધુ. પછી બાદશાહે ધાની વચ્ચમાં બીરબલને પૂછ્યું કે, તે કાબુલમાં ગયો હતો ત્યાં શું શું થયું. બીરબીલે ત્યાં બનેલી બધી વાત કહી. જ્યારે કાબુલી બાદશાહને પુનમનો ચંદ્ર અને દીલ્હીના બાદશાહને બીજનો ચંદ્ર બનાવ્યો હતો એ વાત પુરી થઇ ત્યારે બાદશાહે પૂછ્યું, "અરે બીરબલ, કાબુલના બાદશાહને પુનમના ચંદ્ર જેવો મોટો અને મને બીજના ચંદ્ર જેવો નાનો બનાવ્યો તેનું કારણ શું ?"

બીરબલે તુરતજ જવાબ આપ્યો, "ખુદાવિંદ, પુનમનો ચંદ્ર ગમે તેવો મોટો હોય છે તે છતાં તેને કોઇ માનતું નથી, પણ બીજનો ચંદ્ર જે નાનો હોય છે તેને બધા જણા શું હીંદુ કે મુસલમાન માને છે. બીજના ઉગતા ચંદ્રને જોવાને લોકો કેટલા આતુર થાય છે તે તો તમે જાણો છો મુસલમાની મહિના બીજથી ગણાય છે ચાકરોનો પગાર મહિનો થતાં ચુકે છે માટે તેઓ બીજ કયારે આવશે તેની રાહ જુએ છે તેથી બધાનો જીવન આધાર બીજના ચંદ્ર ઉપર છે અમે હિંદુઓ કાંઇ પણ સારૂં કામ કરવું હોય તો બીજનો દહાડો શુભ ગણીએ છીએ માટે હવે ખુદાવીંદે વિચારી લેવું કે, કાબુલ બાદશાહને પુનમનો ચંદ્ર અને આપને બીજનો ચંદ્ર કહો તેમાં સ્તુતી કોની કરી છે"

આટલું બોલીને બીરબલ તો ચુપ થઇ ગયો દરબારીઓ તેમજ બાદશાહ બીરબલની અક્કલની વાહવા કરવા લાગ્યા બાદશાહે તેને ઉંચો પોશાક તથા એક ગામ ઇનામ દાખલ ભેટ આપ્યું દરબારનું કામકાજ પુરૂં થયું હતું માટે સ્વારી કાઢીને બાગમાં જવા વાસ્તે દરબાર ઉઠીને હાથીની અંબાડી ઉપર બાદશાહ બેઠો અને બીરબલને પોતાની પાસે બેસાડયો. સ્વારી ઠાઠમાઠથી શહેરમાંથી બાગમાં જઇ પહોંચી.

# સમાપ્ત.